# મુંબાઈની શેઠાણી—(ભાગ ૪)



પ્રત ૮૦૦૦

કીં૦ રૂ. ૦-૧૨-૦



લેખક—અંબાલાલ નૃસીંહલાલ શાહ.

# પ્રણય વીરહ.



( રાગ—ગઝલ. )

પ્રીતિના કેદખાનામાં, પ્રિયા નીવાસ મ્હારો છે;
કર્યો કેદી તમે શાણી, કહો શો દોષ મ્હારો છે?

નચાવ્યો નેત્રના બાણે, રચીને સ્નેહની સૃષ્ટિ;
અમારી પ્રેમ દ્રષ્ટિમાં, ચમકતો ચંદ્ર કેવો છે?

અમારા પ્રેમનો પ્યારી, ઇજારો તો તમારો છે;
રીસાયો કે નહિ બોલો, છતાં આ પ્રાણ પ્યારો છે.

લગાડી પ્રેમની લગની, ભૂલ્યો જંજાળ સૌ જગની;
ખરેખર વિશ્વમાં વ્હાલી, પ્રીતિનો માર્ગ ન્યારો છે.

વહી જે અંતરે પ્રતિમા, કદાપિ દૂર નહિ થાશે;
અરેરે સ્નેહ સાગરનો, જણાતો ના કીનારો છે.

સૂતાં કે બેસતાં તારૂં, હવે સંગીત હું ગાતો;
ચઢયો છે પ્રેમનો નીશો, પ્રિયે દર્દી તમારો છે.

શરાબી પ્રેમના પ્યાલા, કર્યા છે કંઠમાં ખાલા;
ભરીને આપજો લા—લા, અજબ બસ સ્વાદ ભાવ્યો છે.

ડૂબાવો ના, બચાવો હા, રીબાવો ના, સતાવો ના;
તમારા હાથમાં નૌકા, રડાવો રોવડાવો ના.

---

☞ ઉપરનું કાવ્ય "મધુ–માલતી"માંથી લીધું છે. 'મધુ–માલતી" હમારી પાસેથી મળી શકશે. (ભાગ ૧–૨) રૂ. ૪–૦–૦.

# મુંબાઈની શેઠાણી

યાને

# સુધરેલી સુંદરી

## ભાગ — ૪

### શેઠાણી અને ચૂડીવાળાનું પુનઃ મિલન

કરેલાં પાપની પાછળ સદા ચિંતા ઉભી રહે છે;
ઘડીના શાન્તિ જીવનમાં ખરાબી અંત પામે છે ! ૧
કરી ખૂનથી કરો રાતા નથી ઠામે જરા ઠરતા;
નથી એ માર્ગમાં આનન્દ ખરાબી અંત પામે છે ! ૨
ન શેઠાણી જરી ઠરતી, કહો એ ઠામ એકકેયે;
નથી જરી ઠામ ઠરવાનું–કુકૃત્યો યાદ આપે છે ! ૩
છુટી ન્હાસી કરી ભસ્મ જુગારી સાથ સર્વેને;
ભયાનક જંગલે ઉડી વહી જાતીજ માપે છે ! ૪
ધરાવે શકિત જેવી શકિત સંહારી શકે શું જન:
છુટી છે અલકની વેણી ભ્રમર પર ક્રોધ વ્યાપે છે ! ૫
છુટે અમિતણા તનખા ભવાની ભાન આપે છે !
ન માનવકોટિમાં શકય જનમ એ નાર જામે છે. ૬

પણે અંધારમાં છે કોણ સામે આવતું જોની
ચૂડીવાળો જણાયે એ – નસીશું પાદ ચૂમે છે ૭

ન શેઠાણી શકયાં જોઇ – તિરસ્કારી વદે વાણી
" હવે તું દૂર થા અહીંથી-કપટબાજી તું ખેલે છે ૮

પ્રીતમનો પ્યાર પામેલી ન શકિત શું કરી નારી
દગાબાજી થતાં એમાં-ન નગિણી તું ધારે છે ૯

અરે ! ઉફ્-દૂર થા–તું દૂર: તું કતિલ કાપે છે
તું કાજે સર્વને ત્યાગી બની વિરાગી જાણે છે ૧૦

તું કાજે પાપને વોર્યાં-તું કાજે સ્નેહને છેડયાં
તું કાજે નાથને ખૂનથી ખતમ કીધા તું જાણે છે ૧૧

દગાબાજી રમ્યો તો જો-તું તારા પંથ દોડી જા
અમે મસ્તાન મસ્તાની તહીં દરકાર શાને છે ૧૨

ચુડીવાળો શકે કહીશું-રડીને પાદ ભીંજવતો
" અરે ! પારીસની રંભા ! મને તું આમ ડામે છે ૧૩

ભુલો અટકાક મને જડતી-ભુલોની વાત ના કરતી
ભુલાયો માર્ગમાં તેની મને તું યાદ આપે છે ૧૪

ભુલ્યો બાજીગરી બાજી હજી એ યાદ આપે છે
નહીં તો માફ કરવી યોગ્ય સઉ એ તુજ ઠામે છે ૧૫

અયે બુલબુલ! અયે પરીજાન! હું વિણુ તુજ સૂનો છું
નથી તું તો રહ્યું શું દેહમાં એ ખ્યાલ આવે છે ૧૬

અતિ શૃંગાર સજવાથી અતિ સૌન્દર્ય હોયે શું
સજાવટ એ બધી જુઠી – યદિ આત્મા વિરામે છે ૧૭

અયે કાદમ્બરી મ્હારી બની તું ઉર્વશી મ્હારી
અયે તું મેનકા દીલજાન દયાથી શેં વિરામે છે ૧૮

બની તું હાર હૈયાનો તું મારૂં નેત્ર અંધાનું
જીવાશે શી રીતે વહને મને તું વ્યથ ઘુમે છે ૧૯

ન માફી જો કદી મલે – પછી આ શિર જાવાદે
ચરણ પડી માગતું માફી – તું ફાવે તે કરી દે છે ૨૦

શકી ના તે કરી કાંઇ પ્રિયા ભૂલી ગઇ ભૂતને
અજાયબ પ્રેમીના માર્ગો કલહ અંતે વિરામે છે ૨૧

## મીસલીલી ઉર્ફે બનાવટી બેગમ

•અશક્ય શબ્દ કામીમાટે જડે ના કોઇ ભાષામાં
ચૂડીવાળો અને લીલી નચાવે જગત નયનાંથી ૧

ધર્યાં છે નામ મીરજાખાન – સુલતાના દમામે છે
હીરા માણેક કલકત્તા ખરીદયાં જાણુ ભભકાથી ૨

જુવારીમલ ઝવેરી શેઠ પંકાયે જ કલકત્તા
ભમાવ્યો લોભમાં આંજ્યો નવાઈ દિલ ચરમાંથી ૩

ખરીદે કાજ બેગમ જ્યાં નવાબની પ્રેમદા એ તો
તવંગર એકદમ થાવા હસીયા શેઠ નયનાંથી ૪

અરધ લાખે પનોતી શેઠની ખાસી જણાઇ રહી
હીરાના હાર, માણેક બંગડી ને વીંટીઓ રાખી ૫
જુવારીમલ લુભાયો ઇરકના અક્ષર પરે અંતે
અચાનક એક દી બેગમ થયાં ક્રોધી બની રાતાં ૬
પ્રણયની વાત શી કહો છો ગુણિકા હું કહો શાથી
જવાની કોરટે હાવે હું બેગમ ઇશ્ક શી વાતો ૭
ખબરદારી તમારી હું કરૂં પૂરી નકી આથી
કરવું જેલમાં વાસો: હું બેગમ વાત નયનાંથી ૮
જુવારીમલ ઢગી પડતો ક્ષમાના શબ્દ એ કહેતો
હતાં નયનાં બધાં તાતાં: ઝરે કંઈ પ્રેમકણ ત્યાંથી ૯
લખાવી દીધ પહોંચતહી ખરીદેલાં ઝવેરાતની
લુંટાયો શેઠ: સાફ થયો: ગયો ધિક્કારતો મનથી ૧૦

## મુંબાઇની શેઠાણી

## અધમતાની નિઃસરણી

દુરાચારે મનુષ્યોની અધમતા થાય છે જ્યારે;
દશા થાતી સુનારીની કફોડી પાપમાં ત્યારે ૧
નથી સુણ્યાં તમે દષ્ટાંત હેવોયે પડ્યા નીચે
જગત્ ત્યારે બધું ઉભું હસે ને દૂરથી હીંચે ૨
સર્વો સુર શ્રેષ્ઠ ધામેથી ટક્યાંના હિમગિરિએ
ખસ્યાં ત્યાંથી ભળ્યાં દરિયે દશા એ થાય છે ત્યારે. ૩

અરે ! ગંગાસતીની એ સ્થિતિથી કોણ અણજાણ્યું ?
છતાં સંસાર છતી આંખે સ્વીકારે અંધતા જાણ્યું ? ૫
કુવો છે એમ જાણીને પડે તો વાંક કોનો કહો
કુહાડો ઘા કરે જાણી કરે તો વાંક કોનો કહો ૬
અરે ! મુંબઇની શેઠાણી તને આ શું કહે સૂઝયું
ગણાયે જાત અબળાની સતીત્વ શીદ ગુમાવ્યું ૭
જુવાનીના વસન્તે શીદ ગુમાવી અમરતા તેં
ન જાણ્યું કે પછી પસ્તાય છે જન દુઃખથી ત્યારે ૮
સીધો રસ્તો ચૂકીને તે હવે રગડાય છે કાંપે !
સુણાવું આપને પ્યારા હવે વાંચક બન્યું જે તે ! ૯

## મુંબાઇની શેઠાણી ગુણિકાગૃહની અધિષ્ઠાતા

લૂટી નરવૃન્દના પૈસા ધતિંગે જે ફસાયા છે;
તવંગર નામ ધારે છેઃ ગરીબીથી એ છુટયા છે ! ૧
 કહે કરી પાપ ફાવે છે ! ગગન નિવાસ રાખે છે !
 બિચારા પુણ્ય કરવાથી : જનો અંતે રિબાયે છે !
ગગનચુંબી હવેલી બાંધી કલકત્તા શું સુંદર છે !
અનીતિ માર્ગ વિચરીને બની શેઠાણી ભવ્ય છે !
 નરી આંખે જનો જોતા, અનીતિ ફાવતા જોતા
 નીતિના માર્ગ એ ચુકતા, વિસારી ને કાલ થાતા
બની છે પાપ મય રસ્તે પુરી વિખ્યાત શેઠાણી

નિકાસી મુખડાં જન તો જુએ મુંબાઈની શેઠાણી
ગુણિકા ગૃહ ઉઘાડયું, સતીત્વ જયાં સદા લૂંટયું
વ્યભિચારે સદા ઉગ્યું, રતિ વિલાસમાં ઝુકયું
બની ગુલબદન શેઠાણી ધરાવ્યું નામ કે ગુલઝાર
અતિ વિખ્યાત કલકત્તા અતિ વિખ્યાત છે ગુલઝાર
વિષય લોલુપ જનો આવે, ગરીબ નારી વળી. આવે
વસ્ત્ર લોભી સ્ત્રીઓ આવે, વસ્ત્ર લોભી નરો આવે
ગણાયે પુણ્યમંદિર આ હવે પંકાય પાપનું ધામ
પુરાતન આ કળિયુગે ઘણાં છે પુણ્ય પાપનાં ધામ

## પુણ્યમંદિર કે વિલાસમંદિર?

ઉપરથી નામ મંદિર શોભતું વિખ્યાત છે પુરૂં
ભિતરથી ગુણિકા ગૃહ શોભતું વિખ્યાત છે પુરૂં
ચલાવી ચાલ બગલાની અહીં છે આપ વિચારો
મળે જયાં લાગ ત્યાં ધીમેથી પકડે × મત્સ્યને માને
બનાવ્યું ભોયરૂં નીચે જહીં ત્રણ વર્ગ છે પાડયા
જનો જે ઈચ્છતા તેવું અહીં મળતું સુખો શાણા
ત્રીજા વર્ગે ન સાહિત્ય હતાં પુરતાં વિહરવાને
દીવાબત્તીની રોશનીથી જનો પ્રેરે વિહરવાને
પથારી પાથરી સાદી છતાં સઉ ગંધ મધી રહેલી

× માછલું

હતાં નગ્ન અને અર્ધનગ્ન ચિત્રો ભીંત વિલાસી
બીજા વર્ગે વિલાયતની વિવિધ વસ્તુ હતી ભરપુર
શરમના ચિન્હને ત્યાગી વિલાસે વિહરતા ભરપુર
કઇ સોફા અને કંઈ કોચ ખુરશી ટેબલો ભરપુર
પલંગો પાથર્યાં વિલાસ કાજે શોભતા ભરપુર

છુટી છે શેર અત્તરની પ્રવેશે ભાનને ભૂલે
બની ખુશબો થકી ઇચ્છે રતિની વાસના મૂલે
છલોછલ ચિત્ર બિભત્સે થતી બસ યાદ વિલાસી
બધે ચોપાસ વાણી ગુપ્ત ઉરમાં ફૂટતી પ્યાસી
સ્વભાવિક નારની લજ્જા અહીં તુટી જતી અભ્યે
બહુ નાની વયે યે થાય ઇચ્છા ભોગની આભ્યે
રમણ રમણી ગમે તે હો અહીં ઘડીચાર સુખ સમજે
નથી મારૂં અને તારૂં ગણી કંઇ ભિન્નતા માંના
કુંવારાના અહીં કોડો પૂરા થાતા બીચારાના
કુંવારી તાપ × સ્મર ભૂલતી મીઠી લિજ્જત મહીં ઢળતાં
પ્રથમ વર્ગે કશી કમી ના હતી ના માણવામાં જ્યાં
રતિરસ મસ્ત થાવામાં મદિરાપાન હરતી ત્યાં
અસંખ્ય નગ્ન પેન્ટિંગથી વધારો અહીં રસીક થાતો
વિપુલતા પ્રેમ (!) પિપાસુ હતી પછી શોચવું શું કહો

---

× કામદેવ

ઝરો રસનો અહીં વહેતો સતત આરામ ને હેતો
વકીલહો કે ગરીબ જનહો સઉ અહીં લાભને જોતો
" ધ્યાન ૧ સ્ત્રોતનો વ્હેળો વહે છે પુણ્ય મય અહીં
અભેદ ભાવે લૂટો નરનાર લિજ્જત ઓર મન આંહી "
રચાવી સૂત્રો આવાં ઠેર ઠેર છે લખેલાં જો
બન્ની અલમસ્ત રમે નરનાર : પતિ પત્ની બનેલા જો
પુરા બ્રહ્મચર્યના પાલન મહીં બંકા કહે છે જે
તુટયાં બ્રહ્મચર્યનાં બન્ધન તમે ના જાણુતા શું તે

કંઇ ભરથાર નારીના, સદા જે સ્નેહમાં ન્હાતા
સતી નિજ નારને કહેતા, રહયા છે ઠાઘને જોતાં

હતાં વિનોદ વિનોદા પતિ પત્ની અતિ સુખી
વિનોદની કામ સાક્ષાતે હતી બસ કામના જેવી
સુખી પઇસે ટકે એ શહેરમાં ના અન્ય દેખાતું
પ્રતાપી પ્રેમ પ્રમદાનો પછી બાકીજ શું પુછવું

મનો મન સાક્ષી પ્રેમીનાં, હુદે હુદ તાર વીણાના:
સદા એ તાર ઝણઝણતા, પુરૂં સુખ સુર અનુભવતા
પ્રિયા રૂપ રાશિ રતિના નામની કીર્તિ વરેલી છે
સુરોની મેનકા, રંભા ભૂલાતી કાન્તિ ભરપુર છે
ઉભય જુવાનીના વ્હેણમાં – પછી શું પુછવું બાકી

૧ પ્રવાહ

ઉભય સંતૃપ્ત છે ઘરમાં – પછી શું પુછવું બાકી

વિનોદા ગાય છે જ્યારે, ઝીલે વિનોદ રસ ત્યારે
વિનોદા બોલતી જ્યારે, સુણે એક ચિત્તથી ત્યારે
નથી આ સૃષ્ટિમાં જોયું સદા સુખમાં જીવન વ્હેતું
જીવનમાં સુખ થોડું છે અતિશય દુઃખ દળ મળતું
ન લોભાતો અતિ દુઃખે કે મોહે તેજ નર વીરલો
નથી જે અગ્નિમાં ઠરતો જ સાચું સોનું નર હીરલો
સ્થિતિ લયને ઉદય તેમજ, વળી ઉદય અને લય એજ
ખરે ! આ દ્વન્દ્વના વારા, સમય પર થાય છે ચાળા
અહાહા ! આજ આવ્યું છે નિમંત્રણ મિત્રને ઘરથી
થવાની આજ મિજલશ છે જવું ત્યાં તો જરૂરીથી
' વિનોદ ! એ પત્રિકાને માન આપ્યા વિણ ના ચાલે
વિનોદ ! નિજ પત્નીને ત્યાગી જવું તે તું ન શુંસાલે '
હૃદય પક્ષો ખડા થાતા નથી નક્કી કશું થાતું
છતાં એક રાત્રિ વિયોગે પ્રિયાને છોડવું થાતું
વિચાર્યું દિલમહીં તેણે – ' ખતમ મિજલશ થશે ત્યારે –
હું શેઠીશ પૂર્વની પેઠે પ્રિયાને સ્નેહથી જ્યારે '
ગયો એ રીત મિજલશમાં જહાં સંગીત પડ્યું શ્રવણે
ન સૂણ્યું સુણતાં આનન્દથી મિજલશ ભળ્યો ત્યારે

દીઠી ગુલબદન જ્યાં ગુલજાર, સુણી ગુલબદન જ્યાં ગુલજાર
નચવતી આંખને ગુલજાર, નચંતી રૂમ ઝુમ ગુલજાર

ભૂલ્યો દિલદાર ઘડીભરએ ભળ્યો વાહવાહ જનો સાથે
થતો ઘાયલ વિનોદ ત્યારે ભીંજાતો ગુલબદન બાથે
ન સમજી તે શકયો રે રે ! સળગતી આગ દિલમાંહી
ન કીધી કો દી તે પીધી મદિરા મન થકી આંહી
લબોથી સુરખી પીવા ઘણું એ ચિત્તમાં ધાયું
સુબુદ્ધિ સદ્ય તો નાઠી : બને છે ભાવિનું ધાર્યું
થતાં મિજલશ પુરીએ ઘેર જાતાં ના ભુલી શકતો
અરેરે ! ના ભૂલી શકતો – પ્રીતી કૃત્રીમ નહિ ભૂલતો
જવા ઇચ્છા કરૂં ગુલજારની પાસે છતાં ચિત્તે
અરે ! લોકલાજને ત્યાગી જવાનું શી રીતે બનશે

નહિ બનશે નહિ બનશે, ન કો દી તે બની શકશે
જવાનું થાય છે મનમાં, છતાં ના તે બની શકશે

હતી ગુલજાર સમજતી સૌ હૃદયમાં શું થતું મંથન
હતી ગુલજાર સમજતી સૌ હૃદયમાં આગ મદન મંથન
બુઝાવે આગ એ શી રીત તે ગુલજાર સમજતી હતી
ભૂલી વિનોદ વિનોદા બને નિજ એ સમજતી હતી

જહીં અબળા બની પ્રબળા, મૂકી વળી લાજ શી પરવા
સમજતી રાજને કરવા, સૃજી છે ઇશ્વરે સજવા

ગુણિકા રાજના યે તાજ ઉતરાવે છે નિજ પાદે
રમાડે રમકડાંની જેમ જનો ભોળા ફસાતા જે

રહ્વારે ફાટતાં પ્હો તે ગઇ પ્હોંચી વિનોદાલય
કહ્યું નોકર કહેવાને – કેહે છે પાસ તમ ગુલજાર

ઘડી ભર વાત કરવાને, કૃપ થી આવજો આંહી
શરમને ત્યાગીને આવી, તમારી પાસ હું ચાહી

ન શંકા કાંઇ કરશો આપ હું છું આપની દાસી
ફરી આવીશ ના કોદી : બની છું આપની પ્યાસી

થઇ શી વાતડી છાની કહેવાની જરૂરત શી
પીંગળતી છાતડી વજ્ર સમી નારી જો નખરાળી

વહે ગુલજાર ચશ્મે નીર, વહે છે મુખ વેણે હીર
વહેલી વિલાયતી છે ચીર, ભમાવે નાર સ્હેજે વીર

બન્યું નશીબે લખ્યું હશે જે કશો ના ફેર થાયે છે
પડયા તપસી અરે ! લપસી – પછી પસ્તાવ થાયે છે

પછી શું બોલવુ બાપુ ? પછી શુ શોચવુ બાપુ
પછી શુ બાળવુ હઇયુ પછીના હાથ કહો બાપુ

પ્રથમથી જોઇ પગ ભરવો, પ્રથમથી એકડો ભણવો
પછીથી શબ્દ શું વદવો, મહલ ના એકદમ રચવો

અરે ! મુંબઇની શેઠાણી, બની ગુલજાર તું હાવે
અરે ! ગુલજાર તારાં પાપ હજુયે બાળશે કઇંયે
શરમ ત્યાગી બની નિર્લજ્જ પછી શું હોય કહેવાનું
નથી પરવા તને કુળની નથી પરવા શું કહેવાનું

ભલાઇ ને બુરાઇમાં, ગણાઇ ઉચ્ચતા શેમાં
નથી કંઇ માલ પુછવામાં, મઝા લૂટે તું પાપોમાં

અરે ! કમ્બખ્ત ! નાદાની કરી તેં પાપમાં પડતાં
વિનોદા બાપડીની શી દશા થાશે હવે ઢળતાં
પુરૂષો હીન થાયે છે સ્ત્રીઓયે હીન થાયે છે
સતી ભયમાં પછી સમજો ખરાબીની નિશાની છે

## ગુલજારની કાપટયનીતિ

હતી સન્ધ્યા વિચારે મન મહીં ગુલજાર તે કાળે
હવે હું ફાવતી નક્કી જહીં વિનોદ છે તાબે
વિવિધ નારી લતાના કુંજ અઢળક જ્યાં જનો પોષે
વિનોદા સુંદરીના નામને સાર્થક થશે ત્યારે
સકળ સૌન્દર્ય ભરનારી ભરે મુજ આલયે નક્કી
જમાવું હું જમાતો બસ છલોછલ વાત છે નક્કી
મળી જાશે તે રીતે મુજને યે પુરૂષ મન ગમતો

હું પોષુ ભાવના મારી–અહાહા ! એજ છે રસ્તો
ભમળ ભોળા વિનોદી તું વિનોદા શીદ કહે ભૂલ્યો
ન જાણે શી દશા થાશે તને ગમ ના કશી ચુકયો
હવે જાલીમ જલ્લાદા તણા હું વેશને ધારૂં
હવે હું નાગિણીના વિષથી તું નકકી હું મારૂં
સતી શુદ્ધ ભાવનાવાળી વિનોદા માનતો તું છે
અદેખી જાત ઓની છે અનભિજ્ઞ એથી તો તું છે
વિનોદાને જણાવું ને બતાવું કે પતિ તારો
રહી તું શુધ્ધ શું કરશે મઝા વિલાસ શીખવુંજો
રહી હું મિત્રના રૂપમાં વિનોદા મન્દિરે લાવું
ફસાવું ત્યાં હું ક્ષણભરમાં પછી શું હોય કહેવાનું
વિવિધ નરજાતને જોતાં અનુપમ દીપ્તિને જોતાં;
ન જીરવી તે શકે ઇચ્છા વિષયની પ્રાપ્તિને જોતાં

## જેની જેવી ભાવના તેવું તેનું ફળ

વિનોદા આજ આવી છે સ્વીકારી ગુલની વિજ્ઞપ્તિ
કરીશું દેવનાં દર્શન મન્દિરે પ્રીતિથી જઇ
કહે ગુલજાર–" બ્હેન ! તમે નથી શું માનતાં મુજને
નહિ હું જુઠ ઉચ્ચારૂં કદિ માનો હું આ મુખે
તમારા નાથ સુંદર છે તમારા નાથ ગુણી છે
મને બસ એટલું લાગે ફસાયા ગુણીજન ત્યારે "

**વિનોદા** – ન માનું હું કદિ વાતો બધી જુઠી સદંતર છે
ન ભુલી મુજને પળ એક એના અન્ય શી ભજશે
જવાદો વાત એ ત્યારે કહો હાવે રજા લઇશું
ફરી કો દીન આવો તો અતિથિ સેવ આપીશું
**ગુલજાર** – ન વિશ્વાસે કદિ રહેશો પુરૂષ કપટી પુરામાનો
દયા ના લેશ દિલમાંહી બતાવું આપને આવો
મીઠાં વેણે નચવતા સ્ત્રીજનોને ઉર્ફ કા પુરૂષો
પછી શું ઝિન્દગી સ્ત્રીની વિષયમાં ઇચ્છ પરપુરૂષો
વિનોદા મન વિષે શંકા ધરી ગુલજાર સાથે ગઇ
પતિ દેવ અન્યદારા સંગ રમતાં જોઇ ખીજવાણી
**વિનોદા** – અરે શું સ્વપ્ન આ સાચું પતિ આ પાપ ગર્તામાં
બળી આ આંખ જુઠી છે – પતિ શું આપ આ સ્થિતિમાં
નહિ જોઈ શકું હું આ અરે જીવી કરી શકું શું
તમોને માર્ગ આ સૂઝયો – કહો આ માર્ગમાં છે શું
મને બસ છેતરી ચાલ્યા દયાના દિલ વિષે આવી
પ્રીતમ પ્યારા ભૂલ્યા દિનો – તમો શું દિલ ન હું ભાવી
**ગુલજાર** – જવા દેને પ્રલાપો એ તમારો માર્ગ છે ચોકખો
શઠં પ્રતિ શાઠ્યં કરવું એ જગતનો ન્યાય છે ચોકખો
અનેક વિધ ભમરના ભોગી થવામાં ઝિન્દગીનું સુલ
ગુલોના ગુલ્ફબાળા આ બગીચાનું કહો શું સુલ
લૂંટાવો લાજ અબળાની પછી અબળા થશે સુખી
નથી દરકાર પુરૂષોની સમજ અબળા થસે સુખી

મીઠી આ વાત મારી છે—નકામી જીદ ના કરતી
ભ્રમર ઉત્તમ બતાવી દઉં-જરાયે ના પછી ડરતી
વિનોદા—જવાદે વાત ઝેરીલી છતાંયે નાથ મારા છે
સુધારી હું શકું ધારૂં છતાંયે નાથ મારા છે
અરે ! પણ શો દગો દીધો મ્હને હૃદયે બળે છે એ
ત્હને શા માટ બ્હેન કહું કે તારૂં વેણુ પાછું લે
કંઇ છે બોધ લેવાનો રહે છે માર્ગ શિક્ષાનો
પતિ જો છેતરી ચલ્યા પછી તો માર્ગ ભિક્ષાનો
હવે આ દિલ ભલે ચાહે પતિ વિણુ અન્યપુરૂષને
ભલે આ દેહનો માલિક ગણાયે અન્યપુરૂષને
અન્યપુરૂષ—ખરી છે વાત તારી પ્રેમની ભિક્ષા ધરૂં ચરણે
અનું હું દાસ તારો આજથી એ પ્રેમ મારો છે
જરા ચુંબનતણી મિઠાશ થાવા દે અહીં પ્યારી
તમારી દેહ વેલીયે ભલે મુજને વીંટી જાતી
અજાયબ થાય વિનોદા સુણી વચનો પુરૂષના
જુવે તો ના મળે ગુણિકા ફક્ત પરપુરૂષ બેઠેલા
વિનોદા—અરે ! તું કોણ આંહી છે કંઇ ગુલજાર સહિયર છે
અહીંથી એકદમ તું જા—હવે તું દૂર જા ઝટ રે
વિકારી જન ગયો સમજી કરી યુકિત પછી બોલ્યો
" નથી હું પાપી વિચારે ધસ્યો નકકીજ માની લ્યો
તમારા ભ્રષ્ટ વિચારે તમારી કરી પરીક્ષા મેં

તમે જીતશો નકી એથી મને આનન્દ અતિશય છે
તમારા નાથનો મિત્ર મને આ વખત માની લ્યો
તમે શાન્તિ હવે ધારી ભલે નિશ્ચિન્ત તો બનજો
પીઓ શરબત તમે ઠંડુ પછી હું ગૃહ પ્હોંચાડું
તમોને ધન્ય ઘટતો છે પતિવૃત આપનું સાચું
વિનોદા શબ્દ આવા સુણીને આનન્દ ઉર પામી
દીધું પ્યાલું ગટાવ્યું સદ્ય ઉરે શોકને ત્યાગી
અરે ! આ ઘેન શેનું છે મિચાયે આંખ શાથીજ
વિનોદા ઢળી પડી શય્યા થવાનું થાય છે જે જે

× × × × × ×

વિનોદા જાગૃતિ પામી દયા હીના દશા જોઇ
વિચાર્યું વસ્ત્ર વેરાતાં દયા હીના દશા જોઇ
ઉરે જે ભાવના ચોટે ફળન્તી ભાવના તેવી
પતિ પ્રતિ દ્વેષ થાતાં ઇચ્છ જન્મી ભોગની એવી
હ્રદયમાં પાપ જન્મે છે પછી જન ભોગવે એવું
વિનોદા સતીત્વના ભંગે રડે અશ્રુ હવે છે શું

**( આ રસીક નવલકથા આઠ ભાગમાં સમાપ્ત થશે )**

---

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં. પ્રેસમાં રતીલાલ
બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપી અને નડીયાદમાં આવેલા જાદવ
પુસ્તકાલયના માલીક બુકસેલર **જદુલાલ નારણદાસે**
સ્વામીનારાયણના મંદીર આગળથી પ્રસીદ્ધ કરી.

# બેહદ સસ્તા--શરતો ઉદાર.

હમણાં દરેક પુસ્તકોના વેપારી ભાવ



દુનિયાં પ્રમાણિકપણું સાચવે

નફો મેળવવાનું કીમતી સાધન છે.

આ ટાઇટલ 'મહેશ' પ્રીન્ટીંગ પ્રેસ, (ખાડવાડી ગીરગામ રોડ, મુંબઈ-૪) માં ગુણવંતલાલ છોટાલાલ દેસાઈએ છાપ્યું છે.